॥ ॐ ॥

॥ श्री परमात्मने नमः ॥

# રામ વિયોગ.

નાટકનાં ગાયનો તથા ટુંકસાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.

અમદાવાદ.

આવૃત્તિ સાતમી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૨ સને ૧૯૧૬

સુરત ભાગાતળાવ રોડઉપર આવેલા ધી "રાંદેર" પ્રિન્ટીગ પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપી.

કીંમત રૂા. ૦-૨-૦

શ્રી નવીન

# રામ વિયોગ.

## નાટકનાં ગાયનો.



શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત.

## શ્રી દેશી નાટક સમાજ માટે

રચનાર

**મરહુમ સાક્ષર શ્રી ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી**



છપાવી પ્રસિદ્ધ કરનાર

**ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.**

**હાલ મુકામ-પ્રીન્સેસ થીએટરમાં-સુરત.**



**કિમ્મત રૂા. ૦-૨-૦ ( બે આના. )**

શ્રી પરમાત્મને નમઃ

શ્રી નવીન.

# રામ વિયોગ.

## નાટકનો ટુંક સાર.

### અંક પહેલો.

મંગળાચરણ.

પ્રવેશ ૧લો–રામ સીતાનો શ્રૃંગાર.

પ્રવેશ ૨જો–મંથરાનો ઓરમાન છોકરો મણિઓ તથા સામળીઓ અને શંકરીઓ ચાકર મંથરાના પોગળ સંબંધી વાતચિત.

પ્રવેશ ૩જો–મંથરા પોગળ ફેરવી વાળે છે. મંથરાનો ધણી હરિદા તથા હરિદાનો ભાઈ લાલદાસ મંથરાના મોહમાં ફસાયેલો હરિદા મણિઆ દીકરાને ઘરમાંથી કાઢી મુકે છે.

પ્રવેશ ૪થો–કચેરી–કુમારોની પરીક્ષા. ખોખલો પંડયો પોતાનો દિકરો મુઆની ફરીઆદ કરે છે. પાપીની શોધ કરવા રામ લક્ષ્મણ જાય છે.

પ્રવેશ ૫મો–શંબુક શુદ્ર ધર્મ ગુરૂ થઇ અનાચારનો ઉપદેશ કરે છે. એ પાપીને રામ લક્ષ્મણ પકડી લઇ જાય છે.

**પ્રવેશ ૬ઠો**--દશરથ–ભિખારીનું ભજન ઘડપણ સંબંધી અસર નાટક જોવા જવા ઠરાવ.

**પ્રવેશ ૭મો**–મંથરાનો લાલુ યાર સાથે ચેટક લાલદા અને મણિઆની તરફીર હરિદાને પોગળ નજરે નજર બતાવવું.

## અંતર નાટક શ્રવણાખ્યાન.

**પ્રવેશ ૧લો**–સૂત્રધાર.

**પ્રવેશ ૨જો**–પારધીઓ શિકાર માટે શ્રવણ પક્ષીઓ ઉપર દયા માતપિતાની લાગણી–માતપિતાની સેવાનો ઠરાવ.

**પ્રવેશ ૩જો**–શ્રવણના અંધ માતપિતા–શાન્તનું ઋષિ અને જ્ઞાનવતી શ્રવણને પાણી માટે મોકલે છે.

**પ્રવેશ ૪થો**–શિકાર માટે રાજા દશરથ સાધુઓ સરોવરનો માર્ગ બતાવે છે.

**પ્રવેશ ૫મો**–શબ્દવેધી બાણ–શ્રવણનું મૃત્યુ દશરથનો પશ્ચાતાપ.

**પ્રવેશ ૬ઠો**–અંધ શ્રવણનાં માતપિતા દશરથ શ્રવણના મોતની ખબર ઋષિનો શ્રાપ અને મૃત્યુ.

નાટકથી રાજાના મન ઉપર અસર.



# અંક બીજો.

**પ્રવેશ ૧લો**-રામ સીતા વિલાસ ભુવનમાં વસિષ્ટ ઋષિ યુવરાજને રાજ્યાભિષેક ક્રિયા માટે સુચના કરે છે.

**પ્રવેશ ૨જો**-વધામણું લઈ જતી સાહેલીઓ-મંથરાનો કૈકેયી રાણીને સમજાવી ભરતને ગાદી અપાવવા તથા રામને વનમાં કઢાવવા ઠરાવ.

**પ્રવેશ ૩જો**-મહાજનો ઓચ્છવની ધામધુમમાં, મંથરાનો ઠપકો રામની નિંદા સાંભળી મંથરાને પકડી કચેરીમાં મહાજન લઇ જાય છે.

**પ્રવેશ ૪થો**-ન્યાયાસન-મંથરાને કેદ-શંબુકને છોડી મુકવા ઠરાવ, દશરથ રામને યુવરાજ બનાવવાનો ઠરાવ જાહેર કરે છે.

**પ્રવેશ ૫મો**-રામના ન્યાયથી દ્વેષ બાંધી બેઠેલો દુષ્ટ શંબુક, મંથરાને કેદમાં ભાણું આપવા જનારી મોતી ખવાસણ શંબુક મોતી પાસેથી સ્ત્રી વેશ લઇ ભાણું તથા સહી શિકકાવાળી ચીઠ્ઠી લે છે.

**પ્રવેશ ૬ઠો**-કેદખાનું શંબુક ચોકીદારને ઠગી મંથરાને છોડાવે છે અને રામને રાજ્યથી કઢાવવા ભલામણ કરે છે.

**પ્રવેશ ૭મો**-કૈકેયી રાણી મંથરા ભરતને રાજ્ય અપાવવા ભંભેરી ભૂત કરે છે.

**પ્રવેશ ૮મો**–કૈકેયી રીસમાં દશરથ મનાવે છે. કૈકેયી ભરતને રાજ્ય આપવા અને રામને ચૌદ વરસ વનમાં કાઢવાનાં વચન માગે છે. રાજા રાણીનો વિવાદ દશરથ વચને બંધાયાથી લાચાર. સુમંત, વસિષ્ટ, રામ અને વનવાસનો હુકમ. દશરથનો શોક.

**પ્રવેશ ૯મો**–કૌશલ્યા ભગવત ભકિતમાં રામ રજા માગવા આવે છે. કૌશલ્યાનું કલ્પાંત અને રજા.

**પ્રવેશ ૧૦મો**–સીતા, રામ; સીતા વનમાં સાથે લેવા પ્રાર્થના કરે છે. વિવાદ. રામ હા પાડે છે.

**પ્રવેશ ૧૧મો**–મંથરાની પરીક્ષા હરિદા મરવાનો ઢોંગ કરે છે. લાડવા ખાઇ લઇ મંથરા રોવા નીકળે છે હરિદા પકડે છે.

**પ્રવેશ ૧૨મો**–દશરથ મરણ પથારીએ. રામ લક્ષ્મણ સીતાને ભગવાં, સઘળાનું કલ્પાંત, દશરથ પ્રાણ ત્યાગ.



# અંક ત્રીજો.

**પ્રવેશ ૧લો**–માછીઓ હોળી ખેલે છે. રામ, લક્ષ્મણ, સીતા નદીને પારે ઉતારવા પ્રાર્થના, ગુહયક માછી, રામનું ઓળખાણ, પેલે પાર હોડીમાં લઇ જાય છે.

**પ્રવેશ ૨જો**-ભરત, શત્રુઘ્ન, અયોધ્યાના રસ્તા ઉપર ઉજડ જોઇ વિચાર. રાજ્ય ધ્વજા ભાંગી પડેલી જોઈ ખેદ.

**પ્રવેશ ૩જો**–કૈકૈયી, મંથરા, ભરત, શત્રુઘ્ન મુગટ પહેરવા માંડે છે. કુમારોનો તિરસ્કાર. કૈકેયીનો પશ્ચાતાપ રામ પાસે માફી માંગવા જવા ઠરાવ.

**પ્રવેશ ૪થો**–ભરત શત્રુઘ્ન તપસ્વી વેશે રામને વનમાં મળવા જાય છે ગુહયકનો મેળાપ, લક્ષ્મણ સાથે ભેટ.

**પ્રવેશ ૫મો**–રામ, સીતા, દશરથ મરણની ભરતથી ખબર, શોક ભરત રામને પાછા અયોધ્યા આવવા પ્રાર્થના કરે છે. રામ ના પાડે છે.

**પ્રવેશ ૬ઠો**–મંથરા અને તેનો યાર લાલુ, હરિદાને ઝેર દેવાની તજવીજ ખાડો ખોદનારનુંજ પડવું. મંથરાને લાલુનું મ્હોત.

**પ્રવેશ ૭મો**–ભરત શોકથી બળી મરવા તૈયાર, રામનું વચ્ચે પડવું કૈકેયીને માફી.

**પ્રવેશ ૮મો**–દેવમંડળની શાક્ષી, પાદુકા આપવી, છેવટનો આનંદ.



# મુખ્ય પાત્રોના નામ.



## પુરૂષ વર્ગ.

| | | | |
|---|---|---|---|
| દશરથ... | ... | .. | ...અયોધ્યાનો રાજા. |
| રામ... | ... | ... | ... } દશરથના પુત્રો. |
| લક્ષ્મણ... | ... | ... | ... } દશરથના પુત્રો. |
| ભરત... | ... | ... | ... } દશરથના પુત્રો. |
| શત્રુઘ્ન... | ... | ... | ... } દશરથના પુત્રો. |
| વસિષ્ટ... | ... | ... | ...રાજ્ય ગુરૂ. |
| સુમંત... | ... | ... | ...પ્રધાન. |
| હરિદા... | ... | ... | ...પટેલ. |
| લાલદા: | ... | ... | ...હરિદાનો ભાઇ. |
| લાલુ... | ... | ... | ...હરિદાની સ્ત્રી મંથરાનો યાર. |
| મણીઓ... | ... | ... | ...હરિદાનો ઓરમાન છોકરો. |
| શંબુક... | ... | ... | ...ધર્મ ઠગ શુદ્ર. |
| શામળીઓ... | | ... | ... } હરિદાના ચાકર. |
| શંકરીઓ ... | | ... | ... } હરિદાના ચાકર. |

## સ્ત્રી વર્ગ.

| | | | |
|---|---|---|---|
| કૌશલ્યા... | ... | ... | ... } દશરથની સ્ત્રી. |
| કૈકેયી... | ... | ... | ... } દશરથની સ્ત્રી. |
| સીતા... | ... | ... | ...રામની સ્ત્રી. |
| મંથરા... | ... | ... | ...કૈકેયી રાણીની માનીતી દાસી. |

સીપાઇઓ–માછીઓ–દાસીઓ વિગેરે વિગેરે.



श्री शंखेश्वर पार्श्वनाथाय नमः

श्री नवीन.

# રામ વિયોગ.

## નાટકનાં ગાયનો.



### અંક ૧ લો

### મંગળાચરણ.

દાતા ત્રાતા જ્ઞાતા પૂજું પ્રભૂ પાય !
ભગવતી સરસ્વતિ ! માગું મતિ રસવતી,
આવ્યો દીન દાસ ધરી આશ—દાતા૦
જ્યોતિરૂપ જગ જન મન ઝળકે
આધાર પરમ ઉદાર
ઝાઝાં લાગતાં જાગતાં ભાગતાં કરમ ફળ
જય ! જય ! પાસ !—વંદુ ખાસ
કરમની કાશ જાયે, થાયે શિવપુર વાસ—પાસ૦

नटी—

ધર્મ ધુરંધર ધીરવીર જય ! જય ! જય ! રઘુરાજા !
વન વન ભટક્યા પણ નવ લોપી માત તાત આજ્ઞા
સુખ દુઃખ સમયે એક સરીખી રાખી રહ્યા સમતા
ભવ દુઃખ મોચન રાજીવ લોચન રામ હૃદય રમતા—
દ્વેશ કલેશ દુઃખનું મૂળ જાણી દૈત્ય માની માર્યા
પંથ બતાવી નેકી ટેકીને સંત ભક્ત તાર્યા—
રામારસની રામ ચરિત્રે પવિત્ર કહિ કહાણી
શ્રવણ મનનથી ભવસાગરને પાર પામે પ્રાણી

સીતા તથા સાહેલીઓ- ૧

સુરત ભુવન શ્રૃંગાર ચોગમ ચળકે ચંદ્રમાં
ચમકી ચતુર નરનાર પ્રેમે રમે પ્રમોદમાં–સહી. (૩)
રસ બસ રાસ રમે રતિનાથ હસે કર કુસુમ બાણ ધરીરે
આ દુઃખ કર શર અરરર અરરર સરરર ખીંચે પ્રાણ–
ગાન તાન ગુલતાન બનાવી મોહ મદીરા પાય–રસ૦
ગુણિજન બન્યા ગમાર, મદન મદીરા પાનરે
માનવતી જે નાર, તજી નિકળી અભિમાનરે—રસ૦
ધાત્તર કીટ તક નગ ધુમ કિટ તક નગ ઘરકિટ તકધા
તાન તાલ સુર પપપધની પધપમગ–થેઈ ! થેઈ ! થેઇ !
તકિકડાન તકધા-ધાધા કિટતકધા-કિટ કિટ કિડા (૩) નધા-રસ૦

કોકીલા તથા પ્રિયવંદા- ૨

સાહેલી ! નવ શરમાઈએ,
રસે પાઇએ વળી પીએ, પીને પ્રિતમ ગુણ ગાઇએ-સા૦
છણુકાઈ ઘડિક રીસાઇએ—
રીસાઈએ, માન ખાઈએ; તો એ ઝાઝાં ન માને તણાઈએ-સા૦
"ઉહું કહીએ, આડાં રહીએ, આઘાં જઇએ, મોઘાં થઇએ;
હોં બા હોં" રીતમાં રહી રીસાઈએ-સાહેલી૦
રહીએ પળ સખી રીસમાં, ઝાઝું ન કરીએ જોર
વાત વચકતી જાણતાં, ખેંચી લઇએ દોર-સાહેલી૦
મોહન મનાવી લઇએ,
તાળી લેઈએ, વળી દઇએ, હશી હશીને ખશી ખશી જાઇએ-સા.
"આવો રસીઆ, મનવસીઆ, કેવા ધશીયા, ઠીક ઠસીયા
હોં બા હોં "—રીતમાં રહી રીસાઇએ-સાહેલી૦

રામ— ૩

મોહિની છે લાગીરે ,મોહિની છે લાગી રે
સુંદર સ્વરની વાંસળી વાગી જોબન પીડા જાગીરે—
ચપળ ચક્ષુથી કરતી ચાળા, બોલ બોલી મરમાળા બાળા,
રંગતરંગ બતાવી રસાળા મદન મંત્રની દઇગઈ માળા-મો૦
તણખ તણખ આ તનડું થાયે તારૂણી તુહી તુહી મુખ ઉચરાયે
ભામની ભામની નજર ભળાએ સુંદરી સારૂ જોગ સધાયે

રામ-સીતા— ૪

રે ! સુંદરી ! શાણી-કેવી ઠગાણીરે—સુંદરી૦
હ્યો હ્યો બધી જાણી-જાઓ જાઓ બધી જાણી
આહા મનાણી—રે ! સુંદરી !૦—
(એ તો ઠગારીને મળ્યા ઠગારા, જાઓ જાઓ ધુતારા)
વાહ વાહ મીઠી વાણી-રસમાં તણાણીરે—હ્યો૦
(એ તો જેવા ગુરૂ તેવા ચેલા-જાઓ જાઓ મોહન મેલા)
નાહક પ્રિયા કચવાણી-લાજે લજાણીરે—હ્યો૦

રામ-સીતા— ૫

રે રીસાઈ ન જાઓ રસીલાં રંગીલાં ઘેલાં ન થાઓ
હઠ મૂકીને માનુની જરા મનાઓ—રે૦
ધુતારાના ઢંગ દીસે અંગો અંગ-ધુતારાના ઢંગજી
ચટકો, મટકો, રીસકો, છણકો-મૂકી મનાઓ—રે૦
તું જો રીસાણી રીસાણો હું શાણી-તું જો રીસાણીજી
રસીલા ઊહું છબીલા ઊહું-નહીંજ મનાઓ—રે૦
મદન સંતાપે પીડાઉ એજ પાપે-મદન સંતાપેજી
લાલા હાં બાળા હાં-પ્રીતિ જમાઓ—રે૦

મંથરા— ૬

હું પટલાણી બાઈ પટલાણી વળી રાણીની પણ રાણી-
ઘયડા ધણીની ધણીઆણી પતિ પાઉ તેટલું પીએ પાણી

મોજો સુખે લઉ માણી વળી શાણીમાં પણ શાણી-
છણુકાઉં ઘડી જાણી જાણી લ્યો બાપ કહે પતિ તાણી
પતિને ઉતરાવું પાણી તોએ ભગતાણી પંકાણી-

હરીદા-મંથરા— ૭

નવી મ્હારી ડાહી અને ડમરી હું ભમરને તું ભમરી-નવી૦
ભમરી તો ભરશે ચટકા વ્હાલી એ રસના મટકા મને
ગમે છે તારા લટકા-મારી૦

હું કહીશ કે બેશ તો કહીશ હાજીહા
હું કહીશ કે ઉઠ તો કહીશ વારૂબા-મારી૦
(જો જો હોં આ કહો છો તે સાચેસાચું)
(જો ભૂલું તો તારી જુતી ને મારૂં માથું)—મારી૦

કુમારો— ૮

સુવું નથી સ્હેજે પડ્યું રે મહારાય
રહેવું એ તો ખાંડાની ધારે ગણાય-સુવું૦
રાજ્યધણીએ રાખવી રૈયત ઉપર રહેમ
નિજ સુખને કોરે કરી ઇચ્છે જગનું ક્ષેમ—
દુર્ગુણ દિલમાં સમજવું જગમાં જીવતું નર્ક
ઝાઝા રાજા માઝા મુકી થાએ તેમાં ગર્ક—સુ૦

રા૦-લ૦-સઘળા— ૯

અમે હાજર હુકમ બજાવા
શોધીએ બાંધીએ લાવીએ પાપીને હા૦
ઘેલા શું થાઓ છો નાહક શું રોકો છો
રાઘવ કુળ છે જગમાં જાણ જાનનું ગણે ન જે નુકશાન
રક્ષત લોકનું કરે કલ્યાણ અહરનિશ તાકે એજ નિશાન
પધારો, સીધારો, જય થાઓ ! જય થાઓ !

વારાંગનાઓ— ૧૦

સાંવરીઆ સતાવો નહિં રે મોરે સૈયાં
શાંવરીઆ–નજરીઆં–અટરીયાં–કટરીયાં–સાં૦
એકતો કીની મોહે મદનને ઘાયલ
દુજે સતાવે સાહેલીઆં રામ
પૈયા પરૂરે બૈયાં છોરો મોરે સૈયાં
નેના કટારી ન મારો શ્યાને શ્યામ સાંવરીઆં;

રા૦-લ૦-શંબુક— ૧૧

છે પકડાયો પાપી આખર લે બાંધી આ વાર
ખબરદાર ખબરદાર
આ બ્રાહ્મણનો બાળક છે મુઓ આ પાપે નિરધાર
ખબરદાર ખબરદાર
આ ભોળાને ભંભેરીને નાખે નરકે નાદાર

આ લુચ્ચાની, લુચ્ચાઇ છે પકડાઈ અપરપાર
સીધો સીધો મુંગો મુંગો ચાલી આવ્ય ચંડાળ-ખબરદાર

કૌશલ્યા— ૧૨

જાગોરે પીયુ પ્યારા જગત બધું જાગેરે
જગત બધું જાગેરે ગંભીર ઘંટ વાગેરે—
ગાય છે જુઓ પંખીડાં પ્રીતે રામા રમે છે રંગરાગરે—
ગાયેછે પ્રભાતીયાં ભકતજન ભાવે ઘંવલોણાંઘંઘંવાગેરે-જગત૦

આંધળો— ૧૩

ઘડપણ કેણે મોકલ્યું જાણ્યું જોબન રેશેરે બારેમાસ—
ઉમર તો ડુંગર થયા પાદર થયાં પરદેશ
ગોળી તો ગંગા થઈ અંગે ધોળા થયારે તારા કેશ—
દીકરા, પરણી જુજવા થયાને વહુવર દે છે ગાળ
દીકરી પાસે નહીં આવશે ઘડપણ શારે થયા તારા હાલ—
નાનપણે ભાવે લાડવા, ઘડપણે ભાવે શેવ
રોજને રોજ જોઈએ રાબડી ઘડપણ બળીરે તારી આ કટેવ—

હરીદા-લાલો— ૧૪

ના કરીએ વિશ્વાસ કદી એ નારી નિત દુઃખકારી
અતિ દુઃખકારી નિત દુભનારી ઝેર તણી ઝારી
મુખમાં કાંઈ મનમાં કાંઈ કહેતી કાંઈ કરતી કાંઇ

સાચું ભાઇ સાચું ભાઇ સાચું ભાઈ સાચું ભાઇ
હાં નવી મારી બસ બાપ જખ મારી—ના કરી૦

સુત્રધાર–અંતર નાટક ૧૫
ૐકાર વિશ્વસાર વંદુ ભાવે વારં વાર
ભવ જલધિ તારનાર—ૐકા૦
અષ્ટ સિદ્ધ નવ નિદ્ધ દાતાર શાંતિ સાર
ભક્ત વત્સલ છો દયાળ જીનવર જયકારી—

શ્રવણ— ૧૬
માતને તાતની સાચી સેવામાં સોપ્યું આ તન મન ધન
સર્વ સેવાનો એ સાર અસંખ્ય જેના આભાર
વાળ્યો કોણે પાડ—સોંપ્યું૦
પાળે પોપે પ્રેમથી ને દે જ્ઞાનનું દાન
એવા વૃદ્ધ વડીલને વિસરે હરામી હેવાન—સોંપ્યુ
તીરથ સઘળાં ફરી વળે જપ તપ કરે અપાર
માત તાતની ભક્તિ વિણ લિંપણ ઉપર છાર-.સોંપ્યું૦

બન્ને— ૧૭
ભાવે નારાયણ નારયણ ભજીએ ભજનમાં
મચ્યા રહો અરે હાંરે ભજનમાં૦
જેવી લગન છે પ્યારમાંરે તેવી પ્રભુ પર હોય
ભગવતના દરબારમાંરે પલ્લો ન પકડે કોય—

ભગવતનું ઘર દુર છે રે જેવી દુર ખજુર
ચઢે તો ચાખે પ્રેમ રસભાઈ પડે તો થાય ચકચુર—

શ્રવણ— ૧૮

નરનાથ જલદી જઈને, પાજો મારા પિતાને પાણી લઈને-
શું શું કહેશે શું શું કરશે અંધ વડીલ હું મરતાં
વચ્છ વિખુટી ગાયની પેઠે મરશે ઝુરતાં ઝુરતાં—
શ્રવણ શ્રવણ એ કોને કહેશે કોણ કહેશે હાજી
પાંખ વિનાના પંખીણી પેઠે રહ્યા રણમાં માતપિતાજી—
માત તાતને અધવચ મૂકી નિસર્યો હું નિરભાગી
જન્મો જન્મ માત તાતની સેવા માગું પ્રભુ પાય લાગી-



# અંક ૨ જો



**સીતા તથા સાહેલીઓ—** ૧૯

કોયલ બોલે ટિહુ ટિહુ કરતી વ્યંગ ઉમંગમાંરે
રસીયા ડોલે ફુમઝુમ કરતાં રંગ પ્રસંગમાં રે—
મધુર વચનથી કિલ કિલ કરતાં પશુ પક્ષી પણ હરતાં ફરતાં
હસી હસી રમતા રાસ રસીલી સગમાંરે—રસી૦
મદમાતી' મહિલા મલકાતી લચકાતી પતિ મળવા જાતી
મદન તણું ગીત ગાતી નવ નવ ઢંગમાંરે—રસી૦
શુદ્ધ શ્રૃંગાર સરોવર હરખી રામા રસપીતા જે ધરપી
અદભૂત અમૃત સિંચે અંગો અંગમાંરે—રસી૦

**સીતા—** ૨૦

પિયુજી આજે મગન મગન મન થાય પિયુજી પધારીયારે—મ૦
ભરી મોતીડે થાળ સખીઓ વધાવી લ્યો રઘુરાયરે—સાહેલીઓ૦
રસીક સખીને રીઝવોરે આવો રસીક વરરાય—
મધુર કળીને ખીલવોરે ચતુર સુંદર નરરાય—

**રામ-સીતા—** ૨૧

લોચન રસીલાં ઓ મોહન રંગીલા આવાં રખડતાં ન રાખીએ
( એ એં જો જો જો જો )

બાળા બદન આહા તદન ગુલાબ છે મદન ખડગ નવ મારીએ
( જરા વિચારીએ; વળી સંભાળીએ, કામ સુધારીએ )
ભાળીને સુખડી સુની પડેલી ચાલો કહ્યું જઈ ચાખીએ
નયન ભૂખ્યાં ભીખ માંગે ભટકતાં પ્રીતી પતરાવળી નાંખીએ
( જરા જમાડીએ દક્ષણા આપીએ કેમ સમજ્યા કે )
ભાવશે ભૂખ્યાને શું એ ભોજનમાં
પ્રીત ભોજન ભાવ્યું ન ત્રિભુવનમાં
પ્રીતી ભોજનમાં આલીંગન ચુંબન, મદનના મોદક તૃપ્ત કરે મન
અધર સુધારસ કઢીઅલ દુધડાં નવ નવ રંગ હ્રદય રમે રૂડા;
( અરે વ્હારે મારા ભૂખ્યા ભીખારી લ્યો જમી લ્યો ઝટ કરો )
આધીન અલબેલી છું જીવનની વેલી જમું છું હું પંચ સાખીએ-

રામ-સીતા— ૨૨

પાતળીઆ પાલવ મેલોરે પાયે પડું છું
કામણગારા કર છોડોરે પાયે પડું છું—
મદમાતી (૨) શું મરડાતી રીસાતી ને છણકાતી-પા૦
વાટે ઘાટે ટોકો રસીયા લોક જુએ છે તાલ
પડદે પ્રીતી પ્રિતમ કરીએ લાજ ધરીને લાલ—
અલબેલી આ વદનકમળ પર જાન કરૂં કુરબાન
પ્રેમ મદીરા પાને ભૂલ્યો ભાન જ્ઞાનને સાન—

સ્ત્રીઓ— ૨૩

ધન્ય ધન્ય દિન આ સજની રઘુરાય રાજા થાયરે—ઓ૦
અવતાર આજે ફળીઓ, ઘર ઘર ગોરી ગીત ગાયરે.
રઘુનન્દન ચન્દન સરખા મનવન ખુશબો બ્હેકાયરે
વન્દન કરતાં મન હરખ્યાં—મંગળમાળા ઉચરાયરે—
જાનકીના શીરમણી જગતમાં દીનમણી
ધરમ પારશમણી જય ! જય ! જય !—ધન૦

મંથરા— ૨૪

રામથકી સંબંધ ધરે જે મુળથી તેને વાઢું
મુખથી તેના વખાણ કરે જે દાંત હું તેના પાડું
દશરથને કૈકેયીના પાયે હું નક્કી નમાડું
ભરતને રાજ્યાસન્ન અપાવી રામને વનમાં કાઢું
પ્રાક્રમ આવું કરી બતાવું મંથરા સાચી કહાવું—

સબળા— ૨૫

મારમેલીલા માર કાય બ્હીતો-નીંદીસી જરી રામાલા—
રાંડ ભાગ્ય તારાં કુટયાં કાંઉ કેવે વેરાંણકી કાઉલા
કહ્યા ડરે પકડ લે પલ્લા, કસા કાય, બ્હીવે કાય, ડરેનાંય,
રખે જાય—માર૦

વસીષ્ઠ— ૨૬

ક્યારે સિંહાસન ચઢી બેસે શ્રી રઘુવીર !
એવી ઇચ્છાથી થયું મન મારૂં અધીર—

નયના નંદન જગદાનંદન ચંદન તરૂસમ રઘુપતિ રામ
ભવ દુઃખ ભંજન જન મન રંજન નંદન દશરથ કોટી કામ
છત્ર ધરાવું ચમર વિંજાવું મુકુટ પ્હેરાવું આણી વ્હાલ
એ ઈચ્છા જગદીશ પુરે તો જાણે મુંજને કીધો ન્હાલ

**વારાંગનાઓ—** ૨૭

ખુબી છે, કામમાં, ગામમાં, નામમાં રાઘવરાયરે---રાઘવરાય
નમી નમીને વિશ્વ કરે વંદના—
રંકને રાય પામે છે સ્હાય—સુરજવંશી નામના
હરખી, સરખી, નિરખી, રીત, નીતીપર પ્રીત
સુરનર કિન્નર પ્રણમે પાય—
થેઈ થેઈ થેઇ ગુણીજન ગાયે—થનનન થન થન (૨)
જય જય જય રાઘવ રામરે સુંદર સીતા શ્યામ
અંતર અંદર આપો આરામ
જય! રામ ! તુજ નામ—જપીએ આઠ જામ
જય જય જય જય રઘુપતિ રાજારામ—

**મોતી—** ૨૮

હું નિરભાગી સરદાર સરજી નોકરી કરવા—
ખવાસણુની બેટી હું છુ મોતી મારૂ નામ
એક ઘડી પણ ઠરી ન બેઠી નિત્ય કામનુ કામ—
મુજ સરખી મહિલા મોહનથી જોબનનો લે લ્હાવ

હું દુ:ખણી દિલમાં દૂ:ખાઉ ફાવે નહીં કંઈ દાવ
લાગ મળ્યો તો આજે ઉત્તમ પણ આવી આ વેઠ
નક્કી નીચમાં નીચ નોકરી પણ પેટ કરાવે વેઠ.

મોતી— ૨૯

આહાહા હું તો છુટ્ટી—ઓહો૦—વાહ
હું છુટ્ટી હું છુટ્ટી હું આજે થઈ છું છુટ્ટી—
નાચું કે કુદું કે રમું કે જમું
થેઇ થેઈ થેઈ છુમ છુમ છુમ થેઇ થેઈ—છુમ૦

મંથરા— ૩૦

જાઉં જાઉં હાલ જાઉં જઈ રાણી સમજાવું
વળી રાજ્ય હાલ હાલ ભાઇ ભરતને અપાવું—
રામને કડાવું વન્ન ફેરવી રાણીનું મન્ન
ખાવાને ન મળે અન્ન વાટમાં પાડું વિઘન
અસ્ત કરૂં સુખદિન ચતુરાઈનું એ ચિન્હ
પછી થાઉં હું પ્રસન્ન માનું મન ધન્ય ધન્ય—જા૦
રામનો તો છાલ નહીં જીવ જતાં પણ છોડું
એવા વિષ વેલાને વ્હેલા મૂળથી ઉખેડું
કદી કાગડાને ન દેવાય ખાવા મીઠાં આમ્ર કેરાં ફળો જે રસાળાં
ન હોદ્દો દિપેરે ગધેડાની પીઠે ખમાયે નહિ રામ રાજા દીઠે-

કૈકેયી-દશરથ— ૩૧

આઘા અલબેલા રહો માન માંહી-જોજો અડયા
નટખટ આવ્યા જુઓ લટપટ કરતા—
મીઠાંમીઠાં વચનની ફચનાની જાળમાં
ફસાઇ ફસાઉં હવે હું નહિરે
દેખત દેદાર પામી ગઈ છું હું પાર
ના ના ચાલાકી ચલાવશો—
કાલાં કાલાં વેણુમાં ભોળા ભાલાં નેનમાં
રસિક રસિલી મારી મતિ ગઈરે
પ્રિયા પ્રાણાધાર લાલ થયો છું લાચાર
માનો મધુરી મધુર થઈ—

દશરથ— ૩૨

જે આ મસ્તક આજ સુધી તો કોઇને નમ્યું નથી આ જગમાંહિ
ઇંદ્ર ચંદ્ર પણ જેની દોસ્તીમાં હરનીશ રહેતા પોતે મઝામાં
તે મુજ મસ્તક તુજને નમાવું કાંક દયા કર રે મ્હારાણી—

રામ-દશરથ— ૩૩

રે પિતા શોક ફોક દિલ્લ માંહિરે ધરી
આંખડી આંસુથી ભરી
જીવ જાય તોય તાત આપનું વચન જરી
લોપનાર હું નથી રે નથી

દિલ્લ દિલગીરી શું કરૂં હરી
વન્ન જાય હાય હાય રામ રાય પરહરી
રે પિતા કર્મની ગતિ ખરી—

કૌશલ્યા— ૩૪

પ્રભુ આધારછે તારો-જગ કિરતાર તું દાતાર
ભજું છું ભક્તિ ભાવેથી તું તારે તું મારે—
નહિ સાથ સંગી કોઇ દુનિયા બધી મેં જોઇ
પસ્તાઈ આખર રોઇ ભગવત ભરૂંસો તારો

કૌશલ્યા-રામ-લક્ષ્મણ- ૩૫

હો જશો બાલ તમે વન્ન માંહ્ય
થઈ દુઃખઆરી પુત્ર વિયોગેરે રે હા હા હાય—
કોણુ જનમનાં કરતુકો નડીઆં હે જગનાથ
લાડકવાયાં લાડકાં જાયે તજીને સાથ—
હુકમ વડીલનો પાળવા જઇએ અમે વનવાસ
ધર્મી દેખી બાળને માજી ન થાઓ ઉદાસ—
દુઃખીઆ તમને દેખીને કોણુ દુઃખી દીલ થાય
જગપતિ રાજા રંકની નિત્યે કરતો સ્હાય—
વૈભવ ભોગ તજી ભલા વનમાં કેમ વસાય
ક્ષત્રી થઈને વૃદ્ધની આજ્ઞા કેમ લોપાય—
રે વન દેવી દેવતા તમને સોંપું હાલ
બાળક નોધારાં પડયાં લેજો એની ભાળ—

રામ-સીતા— ૩૬

અરે પ્રાણ પ્યારા સદાની તમારી-નથી સંગ સ્વામી
કરોડો ઉપાયે કદી છોડનારી—અરે૦
અરે પ્રાણ પ્યારી હઠીલી ન થાતું અરે સુંદરી તું
રજા રાજી થઇને મને દે વિચારી—અરે૦
મને નાથ સાથે કદી નાહીં લેશો—ખરે પ્રાણ મારો
ઉડી આપની સંગ નક્કી થનારો—અરે૦
તમે રામ મારા ખરે આત્મરામા—ભલે આવ્ય બાળા
અરે વાહ વ્હાલા વચનથી ઉદ્ધારી—

હરિદા-લાલો— ૩૭

નારી ભરૂંસેરે નરખર બનશે
ભાઈ જોયો તાલ હવે ચિત્ત ઠીક ઠરશે—
કહો નવી કેવી-બાપ જોયા જેવી-અહહહહહહ
મારો તમાચોને પકડો બુટ—નારી૦

દાસીઓ— ૩૮

રે ભાગ્ય તને કાંઇ દિલમાં નથીરે દયા
આ કોમલ સુંદર શરીર કયાં ભગવાં—
કયાં રામ રઘુવીર રણધીર-વળી સીતા સતી ગુણમંદીર
વળી લક્ષ્મણ ધીરવીર શૂરવીર

ઘર બાર માતને તાત તજી જાતાં—આ કેમબ૦

ક્યાં વલ્કલ ને ક્યાં હીરચીર–ક્યાં મ્હેલ અને ક્યાં નદી તીર

ક્યાં ફળ પુલ ક્યાં ખટરસ ખીર

તગદીર તણી તદબીર નથી જગમાં—આ૦



## અંક ૩ જો



માછીઓ— ૩૯

ઉડે લાલ ગુલાલ હોરી ખેલોરે ઘેરૈયા
ભરી પીચકારી છાંટો છાંટો છાંટો છાંટો—હો૦
કેસુડાં ઘોળીને ભર્યાં છે કુંડા-વાહ વાહ
રંગે રમોને મારા બાપોરે રૂડા-વાહ વાહ
વાહ વાહ-વાહ વાહ—વાહ વાહ—ઉડે૦

સીતા— ૪૦

સતીને તો પતિતણી છાયા સદા સુખકાર
સાચો દેવ ભરથાર, પાલણનો કરનાર
સુખ શાંતિ અર્પનાર, સુખે દુઃખે સ્હાયકાર
અબળા વેલી આધાર, વાલમજી વૃક્ષ સાર
ઉપડી ચાલે જે વાર, લલના વેલી લાચાર
નકકી પડે થઈ નોધાર, જીવતાં તો જીવનહાર
સંગ નથી છોડનાર, દ્રષ્ટાના એ તો દેદાર—
ના ના ના-સુખ થાય, દુઃખ થાય રંક રાય
પતિ પાય, સતી ગાય, સેવ્યે જાય, જીવ જાય ભલે જાય
જગતમાં જન્મ તે લલનાનો લેખે થાય

જપ તપ દાન ફળ સ્વામીની સેવાની માંહ્ય
માટે નહિં મૂકું સંગ ના ના હા—

ભરત-શત્રુઘ્ન— ૪૧
હાય દીસે ફેર થયો કંઈ ગમ આમાં કંઇ ભાઇ પડે નહી-
કદી શું ગયા હશે તાત સ્વર્ગે ભાંડું જન શું ખુટ્યું કે કોઇ-
ભાઈ ચાલો ઝટપટ ઝટપટ મંદીરમાં જઈએ
માતાજીને પુછી ગાછી માહેર તો થઇએ—

શત્રુઘ્ન— ૪૨
દૂર દૂર દૂર દૂર રે'રે' રંડા દૂર દૂર
નહીં તો હાલ હાલ જોશે ક્ષત્રી શુરપુર
મોહું તારૂં બાળ-ખેંચી કાઢીસ ખાલ
જોને સામે આવી ઉભો હાલ કાળ કાળ

ભરત-શત્રુઘ્ન— ૪૩
જારે જા (૩) નિમકહરામ જારે અહીંથી તારૂં કાળું કર-
તને ઉમંગે જેણે ભોજન ભાવતાં દીધાં,
લાડ લડાવી દીધાં ખાનને પાન દીધાં,
પ્રભુ સમાન પૂજા વિના અંતરે કીધાં
વચન રસીલા મીઠાં તેનો તેં દગા દીધા—ની૦
ઉંડે કુવે ઉતારી વર્તને તેં લીધો વાઢી,

ન્યાયી નરપતીને દીધો સ્હેજે ડુબાવી,
વિશ્વાસઘાતી તું પુરી દશા તારી છે બુરી
થુ થુ બધે થનારી ધીક્કારરે નીચ નારી—ની૦

**નેપથ્યમાં—** ૪૪

અરે હાંહાં અરે હાંહાં અરે હાંહાં જીવ તુ તજેમાં
થાય એથી પાપ અમાપ જીવ૦-
એક તો તું રાજાની રાણી થઇ જાણીતી જગમાંહ્ય-જીવ૦
જઇને માફી તું માંગી લે ન્હા રામકૃપા જળ માંહ્ય-જીવ૦

**હરિદા—** ૪૫

નથી કોઇની થઇને થવાની-કહો કોણ-બાયડી—
ધીરે પેશીને વીંધે છે કહો કોણ-શાયડીને બીજી બાયડી-
મોહી રહે જે એના નાજુક બદનપર ચપળ નયન જોબનપર
ઘરબાર ખુએ પસ્તાઇ રૂએ વળી ગણાય છે તે નર ખર-
ભાગ્નાં લાકડાં લડાવનાર કહો કોણ પૈડાની નાયડીને બીજી બાયડી.

**ભરત—** ૪૬

મૂઢ મતી હું મુઝાઉં મનમાં-હાય હવે શું કરૂં
છેક છુટી પડયા રામચંદ્રજી-આ દુઃખ કયાં ઉચરૂ—
દુનીઆ સઘળી ફિટ ફિટ કરશે-કેશે તાત હણ્યો
રે નીરભાગીણી માતા તે શીદને મ્હાણો ન મુજને જણ્યો.

ભાઇ ભોજાઇને રાજ્યને કાજે-રણમાં રખડાવ્યા—
નિરદોશીને આ પાપીએ-નાહક રંજાડયા—
બળી મરીશ બશ આ મુખ કાળું બ્હાર નહી કાઢું
જન્મો જન્મ રામભાઇની ભક્તિ પાપી હું પ્રભુ માગું-

રામ— ૪૭

પરનારી માત ગણી પરધન પથ્થર માન મન
નીચનો સહવાસ તજજે મરજાદમાં રહેજે મગન;
ધ્યાનમાં નિત્ય રાખજે જગતાતને વળી પાપ ડર
આપત્તિમાં ધીરજ ધરી સંગ્રામમાં શુરવીર બન
ભાઈ ! આ શીક્ષા સુણી નિત્ય ચાલજે
પ્રભુ પેઠે પૂજાઈ મનમાં મ્હાલજે—

દેવ મંડળ— ૪૮

જય ! જય ! જય ! જય ! દશરથ નંદન જગદાનંદન (૮) વંદન
ગંભીર રણધીર સીતા સુંદીર આ આ આ અવસર નાથ
દૈત્યોને મારો, ભકતોને તારો, સૃષ્ટિ ઉદ્ધારો—
ધિરકિટ તક ધેય ધિધિન્ના ધિધિન્ના ધા ધા ધાતુન્ના (૩)
ધાકિટ કિટ ધુમ કિટ કિટ ધિત્તા આ આ અવસર નાથ
કડાન ધા ધા ધા ધા (૩) જય

સમાપ્ત.

